દ્વિતીય

# નાગર સ્નેહ સમ્મેલન

પ્રમુખશ્રી

## સરદાર જનાર્દન પાઠકજીનું

## ભાષણ

વડોદરા

સપ્ટેમ્બર ૧૯૨૮

**શ્રી હાટકેશ્વરાય નમઃ ।**

**બન્ધુઓ અને ભગિનીઓ,**

આપના પ્રથમ સ્નેહસંમેલનમાં જે સ્થાન નાગરજ્ઞાતિવિભૂષણ સર મનુભાઈસાહેબને આપ્યું હતું, તેજ સ્થાને આ દ્વિતીય સંમેલનમાં મને નિયુક્ત કરી આપે જે માન આપ્યું છે, તે બદલ હું આપનો આભાર માનું છું. એ માનને હું યોગ્ય છું કે નહિ, એ અંગત પ્રશ્નની ચર્ચામાં મને રસ પડે તેટલો આપ સર્વને નજ પડે માટે તે પડતો મૂકું છું। વખત થોડો છે અને કામ ઘણું છે.

આવાં સ્નેહસમ્મેલનોમાં પ્રમુખનું ભાષણ રાખવાની જરૂર છે ખરી? બાળક અને તરુણ, પ્રૌઢ અને વૃદ્ધ, સ્ત્રી અને પુરુષ એવાં ભિન્નભિન્ન કોટિ, જાતિ અને અધિકારવાળાં મનુષ્યોના સમુદાય આગળ, સર્વને રસ પડે એવું એક પણ વચન શોધી કાઢવું એ કેટલું દુર્ઘટ છે, તે જે જાણે છે તેજ જાણે છે. ઑગસ્ટાઈન બિરલે એક જગાએ વિનોદમાં લખ્યું છે કે હું પાર્લામેન્ટમાં ભાષણ કરતો ત્યારે એક માણસ મારા તરફ તાકીતાકીને જોયાં કરતો અવશ્ય નજરે પડતો. મારી કારકીર્દિની શરૂઆતમાં કોઈ મને સાંભળતું નહિ, ત્યારે હું એ માણસની સામે જોઇ મારૂં ભાષણ નીરાંતે ગગડાવી જતો. ઘણા વખત પછી મને ખબર પડી કે એ માણસને કંઇ મારા ભાષણમાં રસ નહોતો. એ તો હું ક્યારે પૂરૂં કરૂં તેની વાટ જોતોજ બેઠો હોય, કે જ્યાં હું બેસવાનો થાઉં કે તત્ક્ષણ પોતે ઊભો થઈ જઈ સ્પીકરનું ધ્યાન ખેંચી પોતાનું ભાષણ શરૂ કરી શકે!

અત્રેનો મિશ્ર શ્રોતૃવર્ગ મારી સામે તાકીને જોઈ રહ્યા છે તેથી મને ગભરામણ થાય છે કે હું ક્યારે પૂરૂં કરૂં તેની વાટ જોતો તો એ નહિ બેઠા હોય! આથી આરંભેજ જણાવી દઉં છું કે મારૂં પ્રમુખ તરીકેનું પીંજણ પંદર મિનિટથી વધારે નહિ ચાલે. ખરૂં કહું તો, મારે બોલવાનું બહુ થોડું છે એમ પહેલેથી પ્રતીતિ કરાવવા માટેજ મેં મારૂં ભાષણ છપાવ્યું છે—એ છપાવવા લાયક છે અથવા સાંભળવા લાયક છે એવો ભ્રમ મને છેજ નહિ.

કંઇક બોલજો એમ કહેવું એ સહેલું છે, પણ કંઇક બોલવું એ અઘરૂં છે, ને તેમાં પણ શિક્ષિતો, શિક્ષકો, ને શિક્ષકોના શિક્ષકો જ્યાં એકત્રિત થયા હોય ત્યાં કંઇક બોલવું એ વધારે અઘરૂં છે. આથી હું શું નહિ બોલું તેજ પ્રથમ કહું છું। ધાર્મિક કે સાંસારિક વિષય પર વિવેચન કરવાની મારી ઇચ્છા નથી. બ્રાહ્મણોમાં નાગરત્વની જરૂર વધારે છે કે નાગરોમાં બ્રાહ્મણત્વની જરૂર વધારે છે, એ પ્રશ્ન નહિ ચર્ચું. નાગરોનું શ્રેષ્ઠત્વ એજ તેમનું વિશિષ્ટત્વ

છે કે એમના શિષ્ટત્વમાં શ્રેષ્ઠત્વ સમાયલું છે, એવાએવા સવાલોથી હું દૂર રહીશ. આવાં સમ્મેલનોમાં સાધારણ રીતે પૂર્વજોનાં પરાક્રમ વર્ણવી આત્મ-સંતોષનાં મીઠાં ઘેન ચડાવવાની પ્રથા હોય છે, પણ તેથી સત્યને આઘાત પહોંચે છે એવો મારો નમ્ર મત છે. આ બાબત સહજ તપાસીએ.

સર્વ વર્ણમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ ગણાય છે પરંતુ બ્રાહ્મણોમાં અનેક જ્ઞાતિ છે તેમાં ઉત્તમ કોણ? આનો જવાબ આપતાં શ્રી વિશ્વેશ્વરસરસ્વતી પોતાના 'યતિ ધર્મસંગ્રહ'માં કરે છેઃ—

**उदीच्याः कान्यकुब्जाश्च नागराश्चित्तपावनाः ।**
**गौतमीतीरवासाश्च इत्येत आर्यसंज्ञकाः ॥**

આ શ્લોકમાં ગુજરાતના નાગરો તથા મહારાષ્ટ્રના ચિત્તપાવનોને એક કોટિમાં મૂકયા છે પરંતુ જરા નિષ્પક્ષપાત દૃષ્ટિ રાખી અર્વાચીન તેમજ અદ્યકાલીન ઇતિહાસની સમીક્ષા કરશું, તો તુરત લાગશે કે ચિત્તપાવનોને મુકાબલે આપણે કુછ બિસાતમાં નથી. એમના પંડિતો, રાજપુરુષો તેમજ વીરપુરુષોની સંખ્યા આપણા કરતાં કેટલી બધી વધારે છે? આપણો કોઇ જ્ઞાતિજન હજુ સુધી હાઇકોર્ટનો જજ અથવા કૉંગ્રેસનો પ્રમુખ થયો નથી. ભારતકીર્તિ મેળવી હોય એવા વિદ્વાનો પણ આપણામાં કેટલા છે? રાનાડે અને રાજવડે, અથવા તિલક અને ગોખલે જેવા પુરુષો આપણામાંથી શોધ્યા નહિ જડે.

આ તો અદ્યકાલીન યુગની વાત થઇ, પણ બ્રિટિશ સલતનત ઝામી તે પહેલાંના ઇતિહાસ જોઇશું, તો આપણી અલ્પતાનું તીવ્ર ભાન થયા વિના નહિ રહે રાજા છબિલારામ અને દયાબહાદૂરની બહાદૂરીની વાત કરીને આપણે આપણી 'બરછી' પકડવાની આવડત પર વારંવાર ફિદા થઇએ છીએ, પણ એ છબિલારામ ફક્ત પાંચ હજારના લસ્કરનો ઉપરી હતો. દ્વિતીય દ્રોણ સમા મહાન બાજીરાવ અથવા અહમદશાહની સાથે ટક્કર ઝીલનાર લાખોના લશ્કરના મહાન સેનાપતિ, ઉદ્‌ગીરના વીર સદાશિવરાવ ભાઉની સાથે છબિલારામનું નામ મૂકી શકાય એમ છે? પણ વધારે શા સારૂ કહેવું? આપ સૌ જાણોજ છો કે અંગ્રેજો પહેલાં હિન્દુસ્તાનના મોટા ભાગ પર ચિત્તપાવનોનીજ આણ ફરતી હતી. એ લોકોને પોતાના વિશિષ્ટત્વની અને શ્રેષ્ઠત્વની વાત સાભિમાન કરવાનો હક્ક છે. એમની કોટિમાં આપણે ગણાવા પ્રયત્ન કરવો એ મિથ્યાભિમાન છે.

'બરછી' પૂરતી વાત ખરી છે પણ 'કલમ'નું શું? એમ કોઇ પૂછશે. સાહિત્યમાં આપણે મોખરેજ છીએ એ વિચાર આપણામાં એટલો જડ ઘાલી બેઠો છે કે એ હકીકત ૧૮૯૫માં ખરી હતી માટે ૧૯૨૮માં પણ ખરીજ છે, એમ માની લેતાં આપણે અચકાતા નથી. બાકી બળવંતરાય અને નાનાલાલ,

અથવા કાલેલકર અને કનૈયાલાલ સાથે તેમના ક્ષેત્રમાં સ્પર્ધા કરી શકે એવા ચાર લેખકો આપણામાંથી આજે નીકળે એમ નથી. પહેલા બૅરોનેટ સર જમશેદજીનો બાર વરસનો નિર્દોષ પુત્ર હતો તેને કોઈ પૂછતું કે મુંબાઈ શહેરમાં મોટા માણસો કોણ, તો તે કહેતો કે "હું, બાવા (સર જમશેદજી) ને મંગળદાસ". તે સમયે, સર જમશેદજી જીજીભાઈ અને સર મંગળદાસ નથુભાઈ તો મુંબાઈના ખરેખરા સૌથી આગળ પડતા નાગરિકો હતાજ. વિનોદનું તત્ત્વ 'હું' ને પ્રથમ સ્થાન આપવામાં રહેલું અને તેથીજ એ વાક્ય મુંબાઈમાં કહેવતરૂપ થઈ પડ્યું છે. સાહિત્ય પરત્વે આપણી સ્થિતિ કંઈક આવીજ છે. આપણી જ્ઞાતિના કોઈ લેખકને પૂછશું કે આપણા સારા લેખકો કોણ, તો તે એમજ કહેશે કે "હું, નરસિંહરાવ અને આનંદશંકર!" આનો અર્થ એટલોજ છે કે પ્રથમ વર્ગના હાલ આપણામાં બેજ લેખકો છે. સાહિત્ય-રસિકો તો આપણામાં થોડા નથી, પણ તે સૌને સાહિત્યના સર્જકો ગણી લેવાની ભૂલ આપણે ન કરવી જોઈએ. સાંભળવી ગમે એવીજ હકીકતો સૌને સાંભળવી ગમે છે તે હું જાણું છું, પણ સાંભળવી ન ગમે એવી હકીકત કોઈ કે તો કહેવીને? નાહક બણગાં ફૂંક્યાથી લાભને બદલે હાનિ થાય છે.

**येनकेन प्रकारेण** પૂર્વજોના યશોગાન ગાયાથી કેવા અવળે રસ્તે ચડી જવાય છે તેનો એક દાખલો લઈએ. આજ આશરે એક હજાર વરસ થયાં આપણે પરાધીન છીએ. આપણા પૂર્વજો એ પરાધીન દશામાં પણ પોતાના કેટલાક આચારવિચારને ચુસ્તપણે વળગી રહ્યા હતા તેની પ્રશંસા કરતાં સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ લખે છે:—

'કાલાંતરે ગુર્જર દેશમાં જવન રાજાઓનાં રાજ્ય થયાં; તેમણે રાજાઓએ દાનમાં આપેલાં ગામ ખુંચાવી લીધાં ત્યારે નાગરો યવનોના સેવક થઈ પોતાના યોગક્ષેમ ચલાવવા લાગ્યા. ત્યારે તેમની સેવકાવસ્થા થઈ. આ અવસ્થામાં પણ તેઓ યવનની સેવા કરતા હતા છતાં, પોતાનાં સંધ્યાવન્દનાદિક વેદોક્ત કર્મો કરવાને ચૂકતા ન હતા. નોકરી કરીને ઘેર આવી, વસ્ત્રો દૂર કરી, સ્નાન કરી, પોતે ઘરમાં પેસતા અને બ્રાહ્મણોને જે કર્તવ્ય આવશ્યક છે તે તેઓ કરતા. અહુણાં પોતે વેદ જાણતા નથી, શાસ્ત્રની વાત કાને પડવા દેતા નથી, પરભાષાજ ભણીને સેવા કરવાના કામમાં સદા સંયુક્ત રહે છે. બ્રાહ્મણનાં આવશ્યક કર્મ ત્યજી દઈને યવન જેવા થઈ દાસાવસ્થા ભોગવે છે."

આ અભિપ્રાયનું સમર્થન કરતાં કે. ધર્મનિષ્ઠ સાક્ષર લખે છે:

"પરન્તુ ભાઈઓ, વર્તમાન સમયમાં આપણે શું જોઈએ છીએ? મુસલમાની અને પેશ્વાઈ સમયની અવ્યવસ્થિત, અત્યાચારભરી, જીવનને સન્દેહમય કરનારી, રાજરીતિ અદૃશ્ય થયા છતાં, અને શાંતિ, જાનીસલામતી

અને વ્યવસ્થાના મીઠા અનુભવો અનુભવાવનારી બ્રિટિશ રાજરીતિ સવાસો વર્ષથી ગુજરાતમાં પ્રવર્તી છે છતાં, ધર્મની અગત્યને ઘણાખરાઓએ દેશવટો દીધો છે, આચાર અને વિહિત કર્મોને પ્રતિબન્ધરૂપ બેડીઓ લેખી તેને ફેંકવાની ઉત્કંઠા કેળવી છે, અને કેટલાક તો છડે ચોક તેને તોડી બહારવટાં ખેલી રહ્યા છે એમ કહું તો તેમાં અતિશયોક્તિ નથી એમ આપ નિશ્ચયે માનશો. ભાઈઓ, મારા આ કથનથી જો કોઇની લાગણી દુભાતી હોય તો હું તે માટે તેમની ક્ષમા માગું છું."

આ અભિપ્રાયને જરા તુલનાત્મક દૃષ્ટિએ અવલોકીએ. હિન્દના મુસલમાન અને અંગ્રેજ વિજેતાઓ વચ્ચે મુખ્ય ભેદ એ હતો કે મુસલમાની આક્રમણ બહુધા શારીરિક હતું જ્યારે અંગ્રેજી આક્રમણ માત્ર શારીરિક નહિ પરન્તુ સાંસ્કૃતિક પણ છે. આજ કારણસર આ પાશ્ચાત્ય આક્રમણ ધર્મસ્પર્શી તેમજ મર્મસ્પર્શી નીવડયું છે. આપણાં જ્ઞાન, વિજ્ઞાન, કળા અને સાહિત્ય હવે નવાં ધોરણોથી અંકાય છે. લગ્ન, કુટુંબ, જ્ઞાતિ, ધર્મ આદિ આપણી સાંસ્કૃતિક સંસ્થાઓનું પણ કાળસમુદ્રમાં મંથન થઈ રહ્યું છે તેમાંથી સત્યરૂપી નવનીત આપોઆપ તરી આવે છે. જૂના દંભો આ નવા યુગમાં ટકી શકે એમ નથી. મુસલમાની રાજ્યની અશાંતિમાં આપણે આધ્યાત્મિક શાંતિ ભોગવતા હતા, પણ અંગ્રેજી રાજ્યની શાંતિમાં આપણું માનસ અશાંત બન્યું છે, એની સહીસલામતીમાં આપણો ધર્મ સલામત રહ્યો નથી, અને એની વ્યવસ્થાની બલિહારી એ છે કે આપણા સમાજમાં અભૂતપૂર્વ અવ્યવસ્થા પ્રવર્તી રહી છે! આવી પરિસ્થિતિમાં આપણી રૂઢિઓ પર જેને પ્રેમ ન હોય આપણા ધર્મકર્મમાં જેને શ્રદ્ધા ન હોય અને આપણી સંસ્થાઓ માટે જેને પક્ષપાત ન હોય તેવી વ્યક્તિ તેને છડેચોક તોડી બહારવટાં ખેલે, તે ઐતિહાસિક દૃષ્ટિએ ભૂલ છે કે નહિ એ તો શ્રી કાલભગવાન નક્કી કરશે, પરંતુ નૈતિક દૃષ્ટિએ તો એ બહારવટું નિન્દ્ય નથી પણ વન્દ્ય છે. ભગવાન્ વેદવ્યાસ ભારતસાવિત્રીમાં ઉંચે હાથે પોકારે છે કે **धर्मादर्थश्च कामश्च** તે સામે કોઈને વિરોધ નથી, પરન્તુ આપણી ધર્મની કલ્પનામાંજ મૌલિક પરિવર્તન થઈ ગયું છે તેનું શું? ધર્મતત્ત્વ શેમાં રહ્યું છે, એ મહાન પ્રશ્નની ચર્ચાનું આ સ્થાન નથી, પણ એટલું કહેવું તો પ્રાપ્ત થાય છે કે ભવિષ્યનો ધર્મ એકલો આચારમય હશે તો તેની નીતિમાં ગણના થઈ જશે ને એકલો વિચારમય હશે તો તે ફિલસુફી લેખાઈ જશે, તેથી આચારવિચારનો યથેષ્ટ સમન્વય ન થયો હોય એવા ધર્મમાં હવેની પ્રજાને શ્રદ્ધા પ્રકટવી મુશ્કેલ છે. મનુષ્ય પરિવેષ્ટનથી પર નથી થઈ શકતો એ સૌ જાણે છે, પણ ધર્મસંસ્થા યુગાત્માથી પર રહી શકતી નથી એ સૌ ભૂલી જાય છે. યુગાત્માનો

પ્રભાવ એવો છે કે માણસની વિચારપદ્ધતિ બદલાઈ જાય છે અને તેની ભાવનાસૃષ્ટિનાં રૂપરંગ ફરી જાય છે. આ સમજ્યા પછી મુસલમાની સમયના આપણા બાપદાદા મનુષ્યજીવન ગુજારતા અને આપણે હ'લ વૃષલાવસ્થા ભોગવીએ છીએ એમ કોઈ પણ વિચારશીલ મનુષ્ય નહિ સ્વીકારી શકે.

પણ આપણા બાપદાદા કેવા હતા તેના કરતાં આપણે કેવા છીએ, તે તરફ નજર કરવી એ વધારે અગત્યનું છે. આપણું મૂળ સ્થાન વડગનર ત્યાંથી આપણે કાઠિયાવાડ કેમ ગયા તેના કરતાં કાઠિયાવાડથી હાલ વડોદરે કેમ આવ્યા છીએ અથવા મુંબાઈ કેમ વસીએ છીએ એનાં કારણો તપાસવાં વધારે ફલદાયી થઈ પડશે.

થોડાક દિવસ પર મારે ત્યાં ઇતિહાસના બે નાગર પ્રોફેસરો અકસ્માત્ આજ વિષયની ચર્ચામાં ઉતરી પડ્યા હતા તે મને અત્યારે યાદ આવે છે. એક વખત એવો હતો કે કાઠિયાવાડનાં નાનાંમોટાં લગભગ દરેક દરબારમાં કોઈ નાગરજ દિવાન કે કારભારી હોય. આજે સ્થિતિ સાવ વિપરીત કેમ છે? એનાં કારણો અનેક છે પણ એનું તાત્ત્વિક કારણ શું? આ પ્રશ્નના ઉત્તરમાં એક પ્રોફેસરે મૅકાયાવેલીનું પ્રસિદ્ધ વચન ટાંકયું કે જગત નિષ્ફળતાથી ઊભરાય છે કારણ કે ચારિત્ર્ય બહુ બરડ છે. બીજા પ્રોફેસરને ગળે આ ખુલાસો ન ઉતર્યો. તેણે કહ્યું આ સિદ્ધાંત તો વ્યક્તિની નિષ્ફળતાનો ખુલાસો સરસ રીતે આપે છે. આપણી સમસ્ત જ્ઞાતિ પાછી પડી તેનું કારણ તો એ છે કે આપણી બુદ્ધિ આગળ દોડી ગઈ હતી ને હૃદય પાછળ પડી ગયું હતું. મધ્યયુગીન ઈટાલિનાં નાનકડાં રાજ્યોની અધોગતિનું કારણ એજ હતું.

પ્રસ્તુત વિષયની વિગતમાં કે ઝીણવટમાં અત્રે ઉતરાય એમ નથી, પણ આ બે મતમાંથી મને બીજામાં સત્યાંશ વધારે લાગે છે. પ્રથમ મત એમ ફરિયાદ કરે છે કે આપણામાં સંયોજનશક્તિ ઓછી છે. મારા નમ્ર મત પ્રમાણે આપણે એ શક્તિ તો અસલથી બતાવતા આવ્યા છીએ. કાલસેવી ગણાઈ જઈએ એટલી હદ સુધી કેટલાકે તો એ શક્તિ ખીલવી છે! મુગલાઇ દરમ્યાન મોગલોની પાઘડી પહેરનારા સુરતી નાગરોએજ હૅટ પહેરવાની પહેલ કરી હતી. આપણું ચારિત્ર્ય બરડ નથી; બુદ્ધિ અને હૃદયનો વિકાસ સાધવામાં આપણને પ્રમાણભાન નથી રહ્યું એમ મને વારંવાર થાય છે.

વૈયક્તિક બુદ્ધિવિકાસ એ ઉત્ક્રાન્તિવાદનો છેલ્લો બોલ નથી, એ આપણે ભૂલવું ન જોઈએ. રોમનો કરતાં ગ્રીક લોકો વધારે સંસ્કારી હતા છતાં રોમે ગ્રીસ સર કર્યું. મુસલમાનો કરતાં હિન્દુઓ વધારે સદ્‌ગુણી હતા છતાં મુસલમાનોએ હિન્દુસ્તાન સર કર્યું. ફ્રેંચો જર્મન કરતાં વધારે બુદ્ધિશાળી હતા છતાં જર્મનોએ પારિસ સર કર્યું. આનું કારણ શું? રોમનો, મુસલમાનો અને

૨૪૩૦૫

જર્મનો સામાજિક દૃષ્ટિએ વધારે કટિબદ્ધ હતા, એજ એનું કારણ. તેમનાં બુદ્ધિ ને હૃદય વચ્ચે અંતર ઓછાં હતાં, એજ એનું કારણ. ઇતિહાસ ફરીફરીને આ સર્વ ઉદાહરણો દ્વારા એકજ સત્યનો ઉદ્બોધ કરી રહ્યો હોય એમ લાગે છે કે વૈયક્તિક બુદ્ધિવિકાસ કરતાં સામાજિક સંગઠન એજ વધારે મૂલ્યવાન જીવનમંત્ર છે.

સદ્ભાગ્યે, સમસ્ત હિન્દુસમાજને રાજપ્રકરણ પૂરતી આ સત્યની ઝાંખી થઈ ચૂકી છે. આપણને એ સત્યનાં દર્શન ક્યારે થશે? જ્ઞાતિ હિતકારક છે કે નહિ એ પરત્વેજ હજુ તો આપણા મતભેદ શમ્યા નથી, ત્યાં પારસીઓ જેવાં ભારી ફંડો ને ટ્રસ્ટ કરી જ્ઞાતિની ઉન્નતિ સાધવાની વાતો શી કરવી? આમ કરો ને તેમ કરો એવા આદેશો છોડવા મને પસંદ નથી, તેથી એક સૂચના આપની સમક્ષ મૂકું છું. મુંબાઈમાં છે તેવું એક નાગરમંડળ અત્રે કાઢો તો? એવું મંડળ હોવું જોઈએ માટે હશેજ એમ મેં ધારી લીધેલું, પણ મને કહેવામાં આવ્યું કે અત્રે મંડળ નથી પણ મંડળ સહેલાઈથી અસ્તિત્વમાં આવે એવાં બળો છે ખરાં. તો એ બળો એકત્રિત થઈ શુભ પરિણામ આવે એમ ઇચ્છું છું. મુંબાઈ નાગરમંડળનાં ધારા, ધોરણ ને બંધારણ આપને માર્ગદર્શક થઈ પડશે. છેલ્લી વીસીમાં એ મંડળે મુંબાઈમાં વસતા આપણા જ્ઞાતિજનોની સારી સેવા કરી છે. એવાંજ સત્કાર્યો અત્રેનું મંડળ પણ કરી શકશે એવી મને આશા છે.

આટલી સૂચના કરવાની મેં હિંમત કરી છે કારણ કે **मुक्तिः केन पथा** એનો સર્વમાન્ય નિર્ણય થાય પછીજ ચાલવા માંડવું એમ થઈ શકતું નથી. અંધારામાં ભૂસકો મારવો એ ડહાપણ નથી તેમ એકેએક કાલ્પનિક અડચણનો પરિહાર થાય ત્યાં સુધી નિષ્ક્રિય રહેવું એ પણ યુક્ત નથી. પ્રસિદ્ધ વેદવચન છે કે:

**आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।**
**शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥**
**चरैवेति चरैवेति ॥**

( બેઠેલાનું નસીબ બેસી રહે છે, ઊભેલાનું ઊભું થાય છે, સૂતેલાનું સૂવે છે ને ચાલનારાનું ચાલે છે. ચાલવાજ માંડ ચાલવાજ માંડ. )

ભારત પરાધીન હોવાથી અ-સ્વ-સ્થ બની ગયું છે તે સાથે આપણું સ્વત્વ કંઈક શિથિલ થયું છે પણ આપણું સત્ત્વ એટલું ઓછું નથી થયું કે ચાલી પણ ન શકીએ. માટે ફરીથી શ્રુતિ ભગવતીનુંજ વચન છેવટે અત્રેના યુવકોને કહું છું કે **चरैवेति चरैवेति** ।

**ॐ शान्तिः ।**